જાગુષ્ટે પુસ્તકાલયનું

# ચૈત્રી સંવત ૧૯૭૨ શાકે ૧૮૩૭ નું

# ભવિષ્યફળ.

(78)

કે જેમાં

રૂ, સુતર, અફીણ, ચાંદી, ઘઉં, સરસવ, અળસી, તલ, તેલ ઘી, ગોળ વિગેરે દરેક વસ્તુની તેની મંદી ઉપરાંત સુકાળ, દુકાળનો નિર્ણય પણ દર્શાવ્યો છે.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

## મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર.

જમાલપુર દરવાજા—અમદાવાદ.

---

અમદાવાદ—શાહપુર નવીપોળમાં પટેલ
દલપતરામ મકનદાસે પોતાના શ્રી
પ્રજાહિતાર્થ મુદ્રાલયમાં છાપ્યું.

---

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૨૦૦
સંવત ૧૯૭૧ સને ૧૯૧૫

કીંમત ૦-૨-૦

## ચૈત્રી સંવત ૧૯૭૨ શાકે ૧૮૩૭ નું

# ભવિષ્યફળ.

કે જેમાં

રૂ, સુતર, અફીણ, ચાંદી, ઘઊં, સરસવ, અળસી, તલ, તેલ
ઘી, ગોળ વિગેરે દરેક વસ્તુની તેની મંદી ઉપરાંત
સુકાળ, દુકાળનો નિર્ણય પણ દર્શાવ્યો છે.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

## મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર.

ત્રણદરવાજા—અમદાવાદ.

---

અમદાવાદ—શાહપુર નવીપોળમાં પટેલ
દલપતરામ મકનદાસે પોતાના શ્રી
પ્રજાહિતાર્થ મુદ્રાલયમાં છાપ્યું.

---

આવૃત્તિ ૧ લી. પ્રત. ૧૨૦૦

સંવત ૧૯૭૧ સને ૧૯૧૫

કીમત ૦-૨-૦

# પ્રસ્તાવના.

હવે આ પુસ્તકનો હેતુ સમજાવવાને પ્રસ્તાવનાની જરુર તેને ઓળખાવવાને જાહેર ખબર છાપવાની જરૂર રહી નથી. કારણ તેનો બાદ લેઇ તેની હારે પ્રગટ થયેલાં આવીજ જાતનાં બીજાં પુસ્તકો જ્યારે મૃત્યુ વશ થઇ ગયાં છે, ત્યારે આ પુસ્તક પોતાની યોગ્યતાને લીધે એટલું પ્રસિદ્ધિમાં આવ્યું છે કે દર વર્ષે તેના જન્મ સમય પહેલાં સેંકડો ગ્રાહકો તેને નોંધાવી લેવાને આતુર રહે છે. એ માત્ર તેમાં સમાવવામાં આવતું ભવિષ્ય ફળ જન સમાજમાં ઘણા ભાગે સત્ય ઉતરતું હોવાનુંજ પરીણામ છે.

ગયાં બે વર્ષોમાં આ પુસ્તકમાં જે સુધારો વધારો કરવામાં આવ્યો હતો તે કરતાં વિશેષ પિષ્ટ પેષણ કરવાની કંઇ જરૂર ન જણાયાથી આ વર્ષે કરવામાં આવ્યો નથી. છતાં જો કોઇ સજ્જનોને તેમાં કંઇ ન્યુનતા માલુમ પડે તો યોગ્ય સુચના આપવા કૃપાળુ થશે કે જેથી આવતા વર્ષમાં તે સબંધિ લક્ષ દેવામાં આવશે.



॥ ॐ श्री ॥

## શાકે ૧૮૩૭

## ચૈત્રી સંવત ૧૯૭૨ ની સાલનું.

# ભવિષ્યફળ.

---

चैत्रे पुण्यमये वसंत समये नव्यं फलं वार्षिकम ॥
नित्यं य शृणुयादघौघ दलनं चार्युर्यशः श्रीकरम् ॥
वेधा विष्णु हरौ रवीन्दु महीजाः सौम्यो गुरु भार्गवो॥
मंदोऽगुःसशिखिश्च शत्रु दलनं कुर्वन्तु सर्वे ग्रहाः॥१॥

# अथ वर्ष प्रवेश लग्नचक्रम् ॥



**વર્ષ પ્રવેશ લગ્નનું ફળ**—આ વર્ષ પ્રવેશ સમયે ધનરાશિનું લગ્ન છે, તેથી તેના ફળની અસર પૂર્વ તરફના દેશો ઉપર વિશેષ થશે. લગ્ન કુંડળીમાં મંગળ, સૂર્ય, રાહુ, બુધ અને શનિ એ ગ્રહો ઉત્તર, વાયવ્ય, અને પશ્ચિમ તથા નૈઋત્ય દીશા તરફ ખગોળમાં ભ્રમણ કરે છે તેથી તે તરફના દેશો ઉપર ઘણીજ ખરાબ અસર કરશે, અને તેથી ત્યાં આગળ વસતાં મનુષ્યોને અનેક પ્રકારની વિટંબણાઓ ભોગવવી પડશે. ઘઉં, ચણા, જવ, ઘી, ચાંદી, કપાસ વિગેરેના ભાવોમાં વારે ઘડીએ ફેરફાર થશે. અને તેથી કેટલાએક વેપારીઓને સારો ફાયદો થશે તેમજ કેટલાએકોને ભારે નુકશાન જશે. લોખંડ, ત્રાંબા, પીતળનાં પતરાં, સીસું વિગેરેના ભાવો તેજ થશે. પરંતુ પાછળથી નરમ પડશે. પ્લેગ, બળીઓ, કોલેરા વિગેરે ઉપદ્રવો સાધારણ રીતે ચાલશે. વર્ષાદ એકંદરે સારો વર્ષશે જેથી માલની પેદાશ ઠીક થશે. પરંતુ વ્યાપારી ગ્રહો બુધ

અને ચંદ્ર ક્રુર ગ્રહોના સબંધમાં છે. જેથી અનેક પ્રકારની ઉપાધિઓ આડે લાવી વ્યાપારીઓને જોઇએ તેવા ફાવવા દેશે નહિ.

**સંવત્સર ફળ**—આ વર્ષમાં રાક્ષસ નામનો સંવત્સર છે. જેનું ફળ શાસ્ત્રમાં એવું કહ્યું છે કેઃ—

**राक्षसाइव दयोनिताजना रोगिणो निरत कौर्य सावदाः ॥**

જે વર્ષમાં રાક્ષસ નામનો સંવત્સર હોય તે વર્ષમાં મનુષ્યો પોતાનું હિત સાધવાને રાક્ષસોની માફક દયા હીન થઇ જાય. તેમજ રોગથી સપડાય.

**વર્ષના રાજાનું ફળ**—વર્ષનો રાજા મંગળ છે જેથી કેટલીએક જગ્યાએ અનાજની તાણથી ભુખ મરો ચાલે. કેટલીએક જગ્યાએ વર્ષાદની તાણ પડે, તો કેટલીએક જગ્યાએ અગ્નિ, રોગ વિગેરેની ઉપાધિ નડે. પરંતુ સર્વ સ્થળે મંગળમય રીતે વર્ષ પ્રસાર થાય નહિ.

**મંત્રિનું ફળ**—વર્ષનો મંત્રિ-પ્રધાન મંગળ છે, જેથી નક્કી કેટલાએક સ્થળે વર્ષાદની અછતથી અનાજનો નાશ થાય. અગ્નિ, ચોર, રોગ વિગેરેનો ઉપદ્રવ થાય. રાજાઓ રણક્ષેત્રમાં રોકાય,

**ચોમાસું અનાજનું ફળ**—આગલા ધાન્યનો સ્વામિ શુક્ર છે. તેથી તેની ઉત્પત્તિ સારી થાય.

**શિયાળુ અનાજનું ફળ**—પાછલા ધાન્યનો સ્વામિ બુધ છે જેથી જવ, ઘઉં, ડાંગર, મગ, શેરડી વિગેરે પણ સારાં નિપજે.

**આર્દ્રા નક્ષત્રનું ફળ**—આ નક્ષત્ર રાતના સમયે બેસે છે જેથી તેનું ફળ ઉત્તમ છે.

**રોહિણી નક્ષત્રનું ફળ**—

**रोहिणी नाम नक्षत्रं पर्वतस्थं यदाभवेत् ॥**
**खंडवृष्टि स्तदाज्ञेया सर्वसस्य विनाशनं ॥**

જો રોહિણી નક્ષત્ર પર્વત ઉપર રહેલું હોય તો ખંડ વૃષ્ટિ થાય તેથી સર્વ અનાજનો નાશ થાય.

આ પ્રમાણે સામાન્ય ફળ છે. હવે દરેક મહિનાવાર વિશેષ ફળનો વિચાર કરીએ.

---

## ચૈત્ર મહીનાનું ફળ.

**ચૈત્ર સુધી ૧ તા. ૧૬-૩-૧૯૧૫**—સોમવારે છે જેથી અનેક પ્રકારની ઉપાધિઓ ઉત્પન્ન થાય. ઘઉં, અળસી, સરસવ વિગેરેના ભાવ થોડાક નરમ થાય. ઘી અને ગોળનો ભાવ સાધારણ રહે. બુધ, ગુરૂ, શુક્ર એક રાશિમાં છે જેથી મહા વૃષ્ટિ થાય.

**ચૈત્ર સુદી ૨ તા. ૧૭-૩-૧૫ બુધવાર**—આ દિવસે ઉત્તરા ભાદ્રપદ, મહા નક્ષત્રનો સૂર્ય થાય છે જેથી ઘી, અડદ, મગ, ચોખા, કોદરા, સિંધવ, લસણ, સાજીખાર વિગેરે સસ્તું થાય. ઉત્તર તરફના દેશોમાં બે મહીના અશાન્તિ ફેલાય.

**ચૈત્ર સુદી ૫ તા. ૨૦-૩-૧૫ શનિવાર**—આ દિવસે રો-

હિણી નક્ષત્રથી ચંદ્રમા ઘણો પાછળ રહે છે. જેથી અનાજના ભાવ નરમ પડી જાય.

**સુદી ૯ તા. ૨૫-૩-૧૫ ગુરૂવાર**—શુક્ર૦ કુંભરાશિનો થાય છે જેથી ચાંદી વિગેરેનો ભાવ કંઇક નરમ પડે.

**સુદી ૧૪ તા. ૩૦-૩-૧૫ મંગળવાર**—રેવતી મહાનક્ષત્ર બેસે છે જેથી નાળીએર, સોપારી, મોતી વિગેરેનો ભાવમાં વધારો થાય. પશ્ચિમ દીશામાં એક મહીના સુધી શાન્તિ ફેલાય.

**સુદી ૧૫ તા. ૩૧-૩-૧૫ બુધવાર**—આ દિવસે જો આકાશ વાદળાં શિવાયનું નિર્મળ રહે તો શુભ છે, પરંતુ જો ગ્રહણ થાય, તારા ખરે, ભુકંપ થાય, વૃષ્ટિ થાય, ચંદ્રમા ઘેરાએલો રહે. અથવા વિજળી ચમકે, કેતુ પુંછડીઓ તારો ઉગે અથવા જો એવોજ બીજો કોઇ ઉત્પાત જોવામાં આવે તો ધાન્યનો સંગ્રહ કરવો ફાયદાકારક છે. કેમકે ત્યાર પછી સાતમે મહીને એ અનાજ વેચવાથી બમણો લાભ થાય છે.

**ચૈત્ર વદી ૫ તા. ૪-૪-૧૫ રવીવાર**—મીનનો બુધ થાય છે જેથી રૂ અને કપાસીઆનો ભાવ તેજ થાય, ચાંદીનો ભાવ પણ વધે, બાજરી, ચોળા, જુવારનો ભાવ સાધારણ રહે, ઘઊંનો ભાવ નરમ પડે.

**,, ,, ૭ તા. ૩-૪-૧૫ સોમવાર**—આ દિવસે મૂળ નક્ષત્ર છે ત્યાંથી માંડીને દશ દિવસ સુધી આકાશ જો નિર્મળ રહે તો તેનું ફળ આવતા ચોમાસા માટે સારૂં જાણવું.

**,, ,, ૮ તા. ૭-૪-૧૫ બુધવાર**—આ દિવસે મિનરાશિ-

નો મંગળ થાય છે. જેથી ઘી અને તેલનો ભાવ તેજ થાય, અનાજનો ભાવ સાધારણ રહે, પરંતુ ઘઉં, ચોખા, અને જુવારનો ભાવ તેજ થાય, રૂ અને કપાસીયાનો ભાવ નરમ પડી જાય, અળસીનો ભાવ તેજ થાય.

" " ૧૪ તા. ૧૩-૪-૧૫ મંગળવાર—આ દિવસે મેષ સંક્રાન્તિ બેસે છે તેનું ફળ એવું છે કેઃ—

**चैत्रेमेषरवौतथाक्षितिसुतेमंडेमहर्घंस्थिति**
**गोधूमेचणकेतथैवशशिनाकार्पासतैलादिषु.**

જો ચૈત્ર માસમાં મેષ સંક્રાન્તિ મંગળ કે શનિવારે હોય તો ઘઉં તથા ચણા વિગેરે અનાજના ભાવમાં મોંઘવારી થાય.

**આખા મહીનાનાં જુદાં જુદાં ફળો ઉપરથી એકંદર સારાંશ**—ઘઉં, ચણા વિગેરેનો ભાવ પ્રથમ નરમ પડી જશે, પરંતુ પાછળથી તેમાં વધારો થશે, રૂ, ચાંદી, ઘી વિગેરેના ભાવ પણ નરમ પડી જઇ પાછળથી વધસે. મરચાં ધાણા, મગફળી વિગેરેનો ભાવ સાધારણ રહેશે. ગોળ, અળસી વિગેરેના ભાવમાં કંઇક વધારો થશે. પશ્ચીમ દિશાના દેશોમાં કંઇક શાન્તિ ફેલાશે.

**જુદી જુદી રાશિનાં નામવાળાં મનુષ્યોને આ મહિનાનું શુભાશુભ ફળ.**

**મેષ લગ્નમાં જન્મેલાં અથવા મેષ રાશિના નામવાળાં મનુષ્યોને** દ્રવ્ય લાભ સારી રીતે થશે પરંતુ ખર્ચ પણ વિશેષ થશે. પ્રવાસ તેમજ એક જગ્યાએથી બીજી જગ્યાએ જવાનું થશે.

ટંટામાં જય મળશે. પોતાની જાતને તેમજ બાળબચ્ચાંને થોડીઘણી આજારી થશે. વ્યાપારમાં સાધારણ રીતે ઠીક લાભ મળશે.

**વૃષભ રાશિવાળાઓને**—પૈસાનો લાભ સારી રીતે થશે, પોતાની તેમજ સંતાનોની પ્રકૃતિ સારી રહેશે, પરંતુ સ્ત્રીને બિમારી થશે. વિરોધ થશે તેથી મન અસ્વસ્થ રહેશે. વ્યાપારમાં સાધારણ રીતે લાભ સારો થશે.

**મિથુન રાશિવાળાઓને**—દ્રવ્ય લાભ સારો થશે, પોતાની સ્ત્રીની તેમજ સંતાનોની પ્રકૃતિ સારી રહેશે. કોર્ટથી જય મળશે. વ્યાપારમાં લાભ મળશે, અને સુખ શાન્તિમાં દિવસ જશે.

**કર્ક લગ્નવાળાઓને**—પૈસા ઓછા મળશે. સંતાનોને બિમારી થશે, તેમજ પોતાને તથા સ્ત્રીને પણ થોડી ઘણી બિમારી થશે. વિરોધતા થશે, વ્યાપારમાં નુકસાન થશે.

**સિંહ રાશિવાળાઓને**—પૈસા સારી રીતે મળશે, પરંતુ ખર્ચ પણ વિશેષ થશે, પોતે તથા સંતાનો આરોગ્ય રહેશે, પરંતુ સ્ત્રીને થોડી ઘણી પીડા થશે, ઉદ્યોગમાં ફાયદો ઠીક થશે.

**કન્યા રાશિવાળાઓને**—દ્રવ્ય લાભ સારી પેઠે થશે. પોતાને થોડી ઘણી બીમારી થશે, પરંતુ સ્ત્રી અને બાળબચ્ચાંઓ તનદુરસ્તીમાં રહેશે, કોર્ટથી જય મળશે, પરંતુ ખર્ચ વિશેષ થસે.

**તુલા રાશિવાળાઓને**—પૈસાનો લાભ મધ્યમ થશે, સંતાનો થોડી ઘણી પીડા ભોગવશે, પોતાને પણ કંઇક પીડા થશે, નવિન સંતાનનો લાભ થશે.

**વૃશ્ચિક રાશિવાળાઓને**—પૈસાનો લાભ સારો થશે, પરંતુ

મુસાફરી કરવી પડશે. કોર્ટના કાર્યોમાં ખર્ચ વધારે થશે, વિરોધ ઉત્પન્ન થશે, પરંતુ છેવટે જય આવશે.

**ધન રાશિવાળાઓને**—પૈસા સારા મળશે, પરંતુ ખર્ચ વિશેષ થશે. છોકરાને સાધારણ બિમારી થશે. પ્રવાસ કરવો પડશે, શત્રુ ઉત્પન્ન થશે પરંતુ તેનો નાશ થશે.

**મકર રાશિવાળાઓને**—પૈસાનો લાભ જોકે ઓછો થશે, પરંતુ સર્થ આરોગ્ય રહેશે. કેટલીએક અડચણો આડે આવશે, પરંતુ તેનું નિવારણ થશે.

**કુંભ રાશિવાળાઓને**—વ્યાપાર તેમજ દરેક પ્રકારના ઉદ્યમમાં દ્રવ્ય લાભ સારો થશે. સર્વેની પ્રકૃતિ આરોગ્ય રહેશે. કોર્ટથી જય મળશે. સુખશાન્તિમાં દિવસો જશે.

**મીન રાશિવાળાઓને**—પૈસા સારી પેઠે મળશે. કોર્ટમાં જય મળશે, માત્ર સ્ત્રી થોડી ઘણી બિમારી ભોગવશે. મુસાફરી કરવી પડશે તેમાં લાભ મળશે.

---

## અધિક વૈશાખ માસ.

**સુદી ૧ તા. ૧૫–૪–૧૫ ગુરૂવાર**—અધિક માસ છે જેથી અનાજની ઉત્પત્તિ સારી થાય.

**,, ૬ તા. ૨૦–૪–૧૫ મંગળવાર**—મીનનો શુક્ર થાય છે જેથી રૂ અને કપાસીયાંનો ભાવ ઉતરે, ચાંદીનો ભાવ તેજ થાય. જુવાર તથા ચોખાનો ભાવ સાધારણ તેજ થાય, ઘઉંનો ભાવ

નરમ પડે, બાજરીનો ભાવ સાધારણ રહે, અળસી તથા તેલ અને ઘીનો ભાવ તેજ થાય.

,, ૭ તા ૨૧-૪-૧૫ બુધવાર—મેષ રાશિનો બુધ થાય છે. જેથી રૂ અને કપાસીયાનો ભાવ તેજ થાય, તેમજ તુવેર, તેલ, તલ, અને ઘઉંનો ભાવ પણ તેજ થાય, ઘીનો ભાવ મધ્યમ રહે. ચોખા, જુવાર, બાજરી અને અળસીનો ભાવ મંદ પડે અને ચાંદીનો ભાવ પણ ઉતરે.

,, ૧૩ તા. ૨૭-૪-૧૫ મંગળવાર—ભરણી મહા નક્ષત્ર બેસે છે, જેથી ડાંગર, મરચાં, તેજાના વિગેરેનો ભાવ તેજ થાય. દક્ષિણમાં વ્યાધિ ઉત્પન્ન થાય.

વદી ૩ તા. ૨-૫-૧૫ રવીવાર—રાહુ મકર રાશિનો અને કેતુ કર્ક રાશિનો થાય છે જેનું ફળ એવું છે કેઃ—

**સૈંહિકેયો યદાયાતિ રાશિ મકર નામકમ્**
**તદા સંવીક્ષ્ય કર્તવ્યઃ પટ્ટ સૂત્રય સંગ્રહઃ**
**ધત્વા માસત્રયં યાવત્પટ્ટ સૂત્રં યથા તથા**
**માત્પે ચતુર્થકે માસ લાભેઃ સ્યાત્રિકપંચકઃ ॥**

રાહુ મકર રાશિનો થાય ત્યારે રેશમી તેમજ સુતરાઉ કાપડ સુતર વિગેરેનો સંગ્રહ કરવો ઉચિત છે. એ સુતર વિગેરે ત્રણ મહીના સંઘરી રાખી ચોથે મહીને વેચવાથી ત્રણ, ચાર ગણો લાભ થાય છે.

,, ૮ તા. ૬-૫-૧૫ ગુરૂવાર-વૃષભનો બુધ થાય છે જેથી

ર, કપાસીયા, મરચાં અને ઘઉંનો ભાવ તેજ થાય, અનાજ, ચાંદી અને ગોળનો ભાવ સાધારણ રહે.

" ૧૨ તા. ૧૦-૫-૧૫ શોમવાર—કૃતિકાનો સૂર્ય થાય છે જેથી ઘી, ધાણા, અને મરચાંનો ભાવ તેજ થાય, ચાંદી, જવ, ચણાનો ભાવ સાધારણ રહે, પશ્ચિમમાં અશાન્તિ ફેલાય.

" ૧૦ તા. ૧૧-૫-૧૫ મંગળવાર—બુધનો અસ્ત થાય છે જેથી પશુઓને પીડા ઉત્પન્ન થાય.

" ૧૪ તા. ૧૩-૫-૧૫ ગુરૂવાર—મીનના બૃહસ્પતિ થાય છે જેનું ફળ એવું છે કે:—

મીન રાશિના બૃહસ્પતિ થવાથી ફાલ્ગુન નામનું વર્ષ કહેવાય છે, જેમાં ખંડ વૃષ્ટિ થાય, કેટલીએક ચીજો ઘણી મોંઘી વેચાય, અનેક પ્રકારની ઉપાધિઓ ઉત્પન્ન થાય, તેથી મનુષ્યો દેશાન્તરોમાં જાય, રાજાઓમાં વિરોધતા ઉત્પન્ન થવાથી પાંચ મહીના સુધી મન અવસ્થ રહે, પછી શાન્તિ ફેલાય, તેમજ સોંઘવારી થાય, ચોખા, સાકર, તલ, ગોળ મોંઘાં વેચાય, મજીઠ, ધોળું કાપડ, મીઠું, ઘી વિગેરેનો ભાવ તેજ થાય, મારવાડમાં દુષ્કાળનો ભય ઉત્પન્ન થાય જેઠમાં પશુઓમાં રોગ ચાલે. આષાઢ, શ્રાવણમાં ધાન્ય અને ઘીના ભાવ તેજ થાય. શ્રાવણમાં વૃષ્ટિ વધારે થાય.

વદી ૦)) તા. ૧૪-૫-૧૫ શુક્રવાર—વૃષભ સંક્રાન્તિ બેસે છે તેનું ફળ એવું છે કે:—

यस्मिन्वारेस्तिसंक्रान्तिस्तत्रैवामावसीतिथिः ॥
लोकेखर्परयोगोयंजीवधान्यादिनाशकः ॥

જે વારે સંક્રાન્તિ બેસે તેજ વાર અમાવાસ્યાને દિવસે હોય તો ખપ્પર નામનો યોગ કહેવાય છે જે મનુષ્યો, બીજા પ્રાણીયો તથા અનાજનો સંહાર કરવા વાળો છે. એ ફળ એક મહીના માટે સમજવું.

**એકંદર સારાંશ**—રૂ, કપાસ, ઘઉં, ચણા વિગેરેના ભાવોમાં આમાસમાં વારે ઘડીએ વધઘટ થશે. બીજા અનાજના ભાવ પણ ચઢ ઉતર થશે. સુતરાઉ કાપડ, શુતર વિગેરે સંઘરવાથી આગળ જતાં લાભ થશે. અનેક પ્રકારની રોગાદિક ઉપાધિઓને લીધે અશાન્તિ ફેલાશે.

**જુદી જુદી રાશિવાળાઓ માટે શુભાશુભ ફળ.**

**મેષ રાશિવાળાઓને**—પૈસાનો લાભ સારો થશે, બાળકો આરોગ્ય રહેશે, પરંતુ પોતાને તેમજ સ્ત્રીને કંઇક બિમારી ભોગવવી પડશે. વિરોધતા ઉત્પન્ન થશે તેમાં છેવટ જય મળશે.

**વૃષભ રાશિવાળાઓને**—પોતાને તાવ વિગેરે આજારી ઉત્પન્ન થશે. સ્ત્રી અને બાળબચ્ચાં તનદુરસ્તીમાં રહેશે. વેપાર વિગેરેમાં નુકશાન જઈ પૈસાનો લાભ ઓછો થશે.

**મિથુન રાશિવાળાઓને**—પૈસાનો લાભ સાધારણ થશે. વ્યાપારમાં કમી ફાયદો થશે. વિરોધ વધશે, પોતાની તથા બાળકોની પ્રકૃતિ સારી રહેશે.

**કર્ક રાશિવાળાઓને**—દ્રવ્ય લાભ સારો થશે, પરંતુ કુટુંબમાં બિમારી થવાને લીધે મન અશાન્તિમાં રહેશે. વ્યાપારમાં લાભ અને કોર્ટમાં જય મળશે.

**સિંહ રાશિવાળાઓને**—દ્રવ્ય લાભ મધ્યમ થશે. ધર્મ કાર્યોમાં પ્રીતિ વધશે, પોતાની તથા સ્ત્રીની પ્રકૃતિ સારી રહેશે. સ્થલાંતર થશે તેમાં લાભ મળશે.

**કન્યા „ „**—પૈસાનો લાભ ઠીક થશે. સ્ત્રીને બિમારી થશે. પરંતુ છેવટ પરિણામ સારૂ આવશે. કોર્ટમાં જય મળશે. નવિન સંતાનનો લાભ થશે.

**તુલા રાશિવાળાઓને**—પૈસાનો લાભ કમતી થશે. બાળકોને બિમારી ભોગવવી પડશે. વ્યાપારમાં નુકશાન જવાથી મન અવસ્થ રહેશે.

**વૃશ્ચિક „ „**—પૈસા કમી મળશે ખર્ચ અધિક થશે, શત્રુ ઉત્પન્ન થશે તેથી મન ઉદ્વેગમાં રહેશે,

**ધન રાશિવાળાઓને**—પૈસાનો લાભ સારો થશે. પોતાની તેમજ સ્ત્રીની પ્રકૃતિ આરોગ્યતામાં રહેશે. બચ્ચાંઓને બિમારી થશે.

**મકર „ „**—પૈસા ઓછા મળશે. સ્ત્રીને બિમારી થશે વ્યાપાર વિગેરે બરાબર નહિ ચાલવાથી મન ઉદ્વેગમાં રહેશે.

**કુંભ રાશિવાળાઓને**—પૈસાનો લાભ સારો થશે. સ્ત્રી, બાળબચ્ચાં તેમજ પોતે આરોગ્યતા ભોગવશે. વ્યાપાર, કોર્ટ ઉદ્યોગ વિગેરેમાં જય મળશે, જેથી મન શાન્તિમાં રહેશે.

**મીન રાશિવાળઓને**—પૈસા ઓછા મળશે અને કંઇક નુકશાનથશે. શત્રુ ઉત્પન્ન થશે. તેમજ શરીરે પણ કંઇક વ્યાધિ ઉત્પન્ન થવાથી મન અવસ્થ રહેશે.

# વૈશાખ માસનું ફળ.

**સુદી ૧ તા. ૧૫-૫-૧૫ શુક્રવાર**—મેષ રાશિનો શુક્ર થાય છે જેથી ચોખા, રૂ, અને કપાસીયાનો ભાવ નરમ થાય, ચાંદીના ભાવમાં કંઇક વધારો થાય.

**,, ૨મતા. ૧૬-૫-૧૫ શનિવાર**—મેષ રાશિનો મંગળ થાય છે, જેથી અનાજના ભાવમાં વધારો થાય, બ્રાહ્મણોને પીડા થાય, રોગનો ઉપદ્રવ થાય.

**,, ૧૦ તા. ૨૪-૫-૧૫ સોમવાર**—રોહિણી મહા નક્ષત્ર બેસે છે જેથી સર્વ ધાન્ય, રસ, ધાતુ વિગેરેના ભાવ નરમ પડી જાય.

**વદી ૩ તા. ૩૧-૫-૧૫ સોમવાર**—અગસ્ત્યનો અસ્ત થાય છે જેથી આકાશમાં મેઘનો સંચય થવા માંડે.

**,, ૧૦ તા. ૭-૬-૧૫ સોમવાર**—મૃગશર મહા નક્ષત્ર બેસે છે જેથી ઘોડા, ભેંસ, ગાય વિગેરેના રોગમાં શાન્તિ થાય. જળની વૃષ્ટિ થાય,

**,, ૧૧ તા. ૮-૬-૧૫ મંગળવાર**—વૃષભનો શુક્ર થાય છે. તેથી રૂનો ભાવ નરમ થાય, ચાંદી, કપાસીયા, અળશી, મગફળી, તેલ એ ચીજોનો ભાવ તેજ થાય. હળદર મોંઘી વેચાય, ગોળ અને મરચાંના ભાવમાં કંઇક વધારો થાય.

**,, ૩૦ તા. ૧૨-૬-૧૫ શનિવાર**—શનિનો અસ્ત થાય છે જેથી અનાજનો ભાવ તેજ થાય.

**એકંદર સારાંશ**—રૂ, કપાસીયા વિગેરેનો ભાવ કંઇક નરમ

પડી જઇ પાછો તેજ થશે. ચાંદીનો ભાવ તેજ થશે. રોગ, વિમઢ વિગેરેથી લોકોનાં મન અસ્વસ્થ રહેશે. અનાજના ભાવમાં વધારો થશે. મરચાં અને હળદનો ભાવ કેટલીએક જગ્યાએ વધશે.

**જુદી જુદી રાશિવાળાઓ માટે શુભાશુભ ફળ.**

**મેષ રાશિવાળાઓને**—દ્રવ્ય લાભ સારો થશે. સઘળાંની પ્રકૃતિ સારી રહેશે. વ્યાપાર ઉદ્યોગમાં લાભ થશે અને મન શાન્તિમાં રહેશે.

**વૃષભરાશિવાળાઓને**—દ્રવ્ય લાભ ઓછો થશે. પોતાની જાતને થોડી ઘણી પરંતુ સ્ત્રીને વિશેષ બિમારી થશે. વ્યાપારમાં નફો થોડો અને નુકશાન વધારે થશે.

**મિથુન રાશિવાળાઓને**—દ્રવ્ય લાભ સારો થશે. સ્ત્રીને થોડી ઘણી બિમારી થશે. ઉદ્યોગમાં ફાયદો સારો થશે, તેમજ ખર્ચ પણ વિશેષ થશે.

**કર્ક રાશિવાળાઓને**—પૈસાનો લાભ ઘણોજ ઓછો થશે. વ્યાપારનાં તેમજ બીજા હરેક જાતના ઉદ્યોગમાં જશ મળશે નહિ. સ્ત્રી આરોગ્યતા ભોગવશે, પરંતુ બાળકોને પીડા થશે, અનેક પ્રકારની ઉપાધિઓથી મન ઉદ્વેગતામાં રહેશે,

**સિંહ રાશિવાળાઓને**—વ્યાપાર તથા બીજા ઉદ્યોગમાં સારો જય મળશે. પોતાની તેમજ સ્ત્રીની પ્રકૃતિ આરોગ્ય રહેશે. બાળકો હલકી બિમારી ભોગવશે.

**કન્યા રાશિવાળાઓને**—દ્રવ્ય લાભ સારો થશે, કોર્ટના કામોમાં જય મળશે. વ્યાપાર ઉદ્યોગમાં નફો મળશે. પોતાની સ્ત્રીની તેમજ બાળકોની પ્રકૃતિ સારી રહેશે.

**તુલા રાશિવાળાઓને**—પૈસા મધ્યમસર મળશે. સર્વેની પ્રકૃતિ સારી રહેશે, અણચિંતવ્યો લાભ મળશે.

**વૃશ્ચિક રાશિવાળાઓને**—દ્રવ્ય લાભ સારો થશે, પરંતુ થોડું ઘણું નુકશાન પણ થશે. બાળકોને બિમારી થશે, મુસાફરી કરવી પડશે.

**ધન રાશિવાળાઓને**—પૈસા સારા મળશે, સ્ત્રી તેમજ બાળકોની પ્રકૃતિ સારી રહેશે. કોર્ટમા જય મળશે. વ્યાપાર ઉદ્યોગમાં ફાયદો થશે.

**મકર રાશિવાળાઓને**—પૈસાનો લાભ બીલકુલ ઓછો થશે. સર્વેની પ્રકૃતિ સારી રહેશે. શત્રુ ઉત્પન્ન થશે. વ્યાપાર ઉદ્યોગ રીતસર ચાલશે નહિ.

**કુંભ ,, ,,**—પૈસા સારી રીતે મળશે. પોતાની સ્ત્રીની તથા બચ્ચાંઓની પ્રકૃતિ તનદુરસ્ત રહેશે. વ્યાપાર ઉદ્યોગમાં ફાયદો થશે. અને કોર્ટમાં જય મળશે.

**મીન રાશિવાળાઓને**—પૈસા સાધારણ મળશે. વ્યાપાર ઉદ્યોગમાં નફો સાધારણ થશે. સ્ત્રીને પરચુરણ બિમારી થશે. મનમાં કંઇક ઉદ્વેગ રહેશે.

---

## જેઠ માસનું ફળ.

સુદી ૨ તા. ૨૬-૬-૨૫ સોમવાર—ચંદ્ર દર્શન તથા મીથુન સંક્રાન્તિ બેશે છે તેનું ફળ એવું છે કે:—સુતરનો ભાવ

તેજ થાય. ચાંદીનો ભાવ નરમ પડી ટકી રહે, ચોખાનો ભાવ હોય તેનોતેજ રહે. બાજરીના ભાવમાં વધારો થાય. તલ અને મગફળીનો ભાવ તેજ થાય.

**સુદી ૯ તા.૨૧–૬–૧૫ સોમવાર**—આર્દ્રા મહા નક્ષત્ર રાત્રિના ભાગનું બેસે છે, જેથી સર્વ સ્થળે સારી વૃષ્ટિ થાય. તલ, ગોળ, ઘી મોંઘા વેચાય. પશ્ચિમના દેશોમાં સંકટ ઉત્પન્ન થાય.

**સુદી ૧૩ તા. ૨૫–૬–૧૫ શુક્રવાર**—વૃષભનો મંગળ થાય છે જેથી પશુઓને પીડા થાય, કપાસીયા, સુતર, વસ્ત્રોનો ભાવ તેજ થાય. કપાસનું વાવેતર બરાબર ઉછરે નહિ.

**વદી ૬ તા. ૨–૭–૧૫ શુક્રવાર**—ગુરૂ વક્રગતિનો થાય છે જેથી ખાંડ, ધાતુના પતરાં, વાસણ, ઘી, તેલ વિગેરેના ભાવમાં વધારો થાય. અનાજના ભાવ પણ વધી જાય. કપાસના ભાવમાં અણધાર્યો લાભ થાય;

**વદી ૯ તા. ૫–૭–૧૫ સોમવાર**—પુનર્વશુ મહા નક્ષત્ર બેસે છે જેથી સુતર, કપાસ, તલ, કોસંબી, અડદ વિગેરેના ભાવમાં વધારો થાય.

**વદી ૩૦ તા. ૧૨–૭–૧૫ સોમવાર**—ખર્પરયોગ થાય છે તેથી અનેક પ્રકારના રોગ, ઉત્પાતો વિગેરેની વૃદ્ધિ થાય.

**એકંદર સારાંશ**—આ માસમાં સુતર, કપાસ, રૂનો ભાવ તેજ થશે. ચાંદીનો ભાવ નરમ પડી ટકી રહેશે. બાજરી, મગ, તલ, તુવેર, ઘી, ગોળના ભાવમાં વધારો થશે, કપાસ લેઈ સંઘરી રાખવાથી આગળ જતાં અણધાર્યો લાભ થશે. વૃષ્ટિ સર્વ સ્થ-

જે થશે. પરંતુ રોગાદિક ઉત્પાતોને લીધે મન અસ્વસ્થ રહેશે.

**જુદી જુદી રાશિવાળા મનુષ્યો માટે પૃથક પૃથક ફળ.**

**મેષ રાશિવાળાઓને**—પૈસા સાધારણ મળે, બચ્ચાંઓને સાધારણ બિમારી થાય.

**વૃષભ ,, ,,**—વ્યાપાર ઉદ્યોગમાં ફાયદો સાધારણ થાય માટે મોટા પ્રમાણમાં ઉદ્યોગ કરવો નહિ. વિરોધ ઉત્પન્ન થાય, પરંતુ આખરે સલાહ સંપ થાય.

**મિથુન રાશિવાળા**—દ્રવ્ય લાભ સારો થાય, છોકરાં આરોગ્યતા ભોગવે. સ્ત્રીની પ્રકૃતિ કંઇક લથડે. વ્યાપાર, ઉદ્યોગ તેમજ દરેક કાર્યમાં જય મળે.

**કર્ક રાશિવાળા**—દ્રવ્ય લાભ ઘણો ઓછો થાય. વ્યાપાર ઉદ્યોગમાં નુકશાન થાય, પોતાની સ્ત્રીની તેમજ બાળકોની પ્રકૃતિ સારી રહે.

**સિંહ રાશિવાળા**—દ્રવ્ય લાભ સાધારણ થાય, યશ પણ સાધારણ મળે, અડચણો આવે પરંતુ આખરે તે દુર થાય. સઘળા કુટુંબની પ્રકૃતિ સારી રહે.

**કન્યા રાશિવાળા**—દ્રવ્ય લાભ સારો થાય, પોતાની તેમજ સ્ત્રીની પ્રકૃતિ સારી રહે; પરંતુ બાળકોને થોડી ઘણી બિમારી થાય, વ્યાપાર, ઉદ્યોગ તથા કોર્ટમાં જય મળે.

**તુલા રાશિવાળા**—દ્રવ્ય લાભ આ મહીનામાં ઓછો થાય, સ્ત્રીને પરચુરણ બિમારી થાય. મન અસ્વસ્થ રહે. જ્યાં ત્યાં વિરોધ થાય તેથી મન અસ્વસ્થ રહે.

**વૃશ્ચિક રાશિવાળા**—દ્રવ્ય લાભ સારો થાય, સ્ત્રી અને બાળકોની પ્રકૃતિ સારી રહે, પોતાની પ્રકૃતિ સાધારણ રહે, વ્યાપાર ઉદ્યોગ મધ્યમસર ચાલે.

**ધન રાશિવાળા**—દ્રવ્ય લાભ સારો થાય, પરંતુ કુટુંબમાં અણધારી ઉપાધિ થવાથી ખર્ચ પણ વિશેષ થાય. પ્રવાસ કરવો પડે તેમાં ફાયદો થાય

**મકર રાશિવાળા**—પૈસા સાધારણ મળે, બાળકોને સાધારણ બિમારી થાય. વ્યાપાર ઉદ્યોગમાં ફાયદો સાધારણ થાય, માટે મોટા પ્રમાણમાં વેપાર કરવો નહિ.

**કુંભ રાશિવાળા**—પૈસા ઓછા મળે, ટંટો ઉત્પન્ન થાય, બચ્ચાંઓને સાધારણ બિમારી થાય, વ્યાપાર, ઉદ્યોગમાં કંઇક નુકશાનિ થાય તેથી મન અસ્વસ્થ રહે.

**મીન રાશિવાળા**—વ્યાપાર, ઉદ્યોગમાં ફાયદો સારો થાય, સર્વની પ્રકૃતિ સ્વસ્થ રહે તેથી મન શાન્તિમાં રહે.

---

## અષાઢ માસનું ફળ.

**સુદી૪ તા. ૧૬-૭-૧૫ ગુરૂવારે**—કર્ક સંક્રાન્તિ બેસે છે જેથી વૃષ્ટિ સારી મેંડ થાય, અનાજ સસ્તુ વેચાય, પરદેશથી સુખ ઉત્પન્ન થાય. ચાંદી, કપાસીયા, જુવાર, બાજરી, ચોખા, મરચાં, અને ઘીનો ભાવ ચાલતો હોય તેવોને તેવોજ રહે.

**સુદ ૬ તા, ૧૮-૭-૧૫ રવીવાર**—શનિનો ઉદય થાય છે

જેથી સોંઘવારીનો નાશ કરે.

,, ૭ તા. ૧૯–૭–૧૫ સોમવાર—પુષ્ય મહા નક્ષત્ર બેસે છે જેથી સોનું, રૂપું. ઘી, ડાંગર, સરસવ. સાજીખાર, તેલ, હિંગ વિગેરેના ભાવમાં ઘટાડો થાય.

,, ૧૫ તા, ૨૬–૭–૧૫ સોમવાર—આષાઢી પુર્ણિમા છે. આ પુનેમની રાત્રે વાદળાં રહિતનો ચંદ્રમા નિર્મળ હોય તો તેનું ફળ સારૂં નથી. જો નિર્મળ હોય તો અનાજનો સંગ્રહ કરવાથી ચાંચમા મહીને લાભ થાય છે. વળી આ દિવસે સૂર્યાસ્ત સમએ જો પૂર્વ તરફનો પવન વાતો હોય તો પૃથ્વિ ધાન્ય યુકત થાય, અગ્નિકોણના પવનથી રોગની ઉત્પત્તિ. દક્ષિણના પવનથી રાજાઓ-માં ઘોર યુદ્ધ, નૈઋત્યના પવનથી દુષ્કાળ, પશ્ચિમના પવનથી પ્રબળ વૃષ્ટિ, વાયવ્યના પવનથી માંકણ, મચ્છરની ઉત્પત્તિ, ઉત્તરના પવ-નથી આનંદ અને ઇશાનના પવનથી ધાન્યની સોંઘવારી તથા સા-રી વૃષ્ટિ થાય છે. માટે તેનું બરોબર અવલોકન કરવું.

વદી ૨ તા. ૨૮–૭–૧૫બુધવાર—કર્ક રાશિનો શુક્ર થાય છે જેથી રૂનો ભાવ નરમ પડે, ચાંદીનો ભાવ કંઇક વૃદ્ધિ પામે, મગફળીનો ભાવ સાધારણ રહે. ઘીનો ભાવ નરમ થાય, જુવાર, બાજરીનો ભાવ સામાન્ય રહે.

,, ૮ તા. ૩–૮–૧૫ મંગળવાર—આશ્લેષા મઘા નક્ષત્ર બેસે છે તથા શુક્રનો અસ્ત થાય છે. જેથી વર્ષાદની કંઇક તાણ પડે અને અનાજના ભાવ વધી જાય.

,, ૧૩ તા. ૮–૮–૧૫ રવીવાર—મીથુન રાશિનો મંગળ

થાય છે. જેથી રૂ અને કપાસનો ભાવ તેજ થાય, ચાંદીનો ભાવ પણ થોડો ઘણો વધે. બાજરી, જુવાર અને ચોખ્ખાનો ભાવ નરમ પડી જાય, તલનો ભાવ તેજ થાય. અળસીનો ભાવ નરમ પડે.

**એકંદર સારાંશ**—આ માસમાં અનાજ, ઘી, તેલ, રૂ, ચાંદી વિગેરેના ભાવો સાધારણપણે રહેશે, પરંતુ કેટલાએક સ્થળે વર્ષાદની તાણ પડવાથી મોંઘવારી ઉત્પન્ન થવાનો ભય ઉત્પન્ન થશે, એવામાં વૃષ્ટિ થવાથી પાછો સર્વે વસ્તુનો ભાવ સમાધાનીમાં આવી જશે.

## જુદી જુદી રાશિનાં મનુષ્યો માટે પૃથક્ પૃથક્ ફળ.

**મેષ રાશિવાળાઓને**—પૈસા મધ્યમ રીતે મળશે. પોતાની પ્રકૃતિ મધ્યમ રહેશે, સ્ત્રી, બાળકોની પ્રકૃતિ બગડશે. વ્યાપાર ઉદ્યોગ વિગેરે સઘળાં કાર્યોમાં જય મળવાથી મન સ્વસ્થ રહેશે.

**વૃષભ રાશિવાળાઓને**—પૈસા કમતી મળશે, સઘળાંઓની પ્રકૃતિ દુરસ્ત રહેશે. વિરોધ ઉત્પન્ન થશે. વ્યાપાર ઉદ્યોગમાં લાભ ઓછો મળવાથી મન અસ્વસ્થ રહેશે.

**મિથુન રાશિવાળાઓને**—પૈસા સારી પેઠે મળશે, કોર્ટમાં જય મળશે, બચ્ચાંઓને થોડી ઘણી બિમારી થશે. વ્યાપારમાં ફાયદો થવાથી મન શાન્તિમાં રહેશે.

**કર્ક રાશિવાળાઓને**—દ્રવ્ય લાભ ઓછો થશે, પોતાને સાધારણ બિમારી થશે. બાળકોને પણ કંઇક પ્રકૃતિમાં બિગાડો થશે. દ્રવ્યાદિક સંપત્તિમાં કંઇક નુકશાન થશે.

**સિંહ રાશિવાળાઓને**—દ્રવ્યાદિક લાભ ઠીક થશે. પોતાની તેમજ બાળકોની પ્રકૃતિમાં કંઇક બિગાડ થશે, સ્ત્રીની પ્રકૃતિ સારી રહેશે. વ્યાપાર ઉદ્યોગની લાઇન બદલવાથી વધારે લાભ થશે.

**કન્યા રાશિવાળાઓને**—પૈસા સાધારણ રીતે સારા મળશે, ટંટાફીસાદમાં જય મળશે, સર્વેની પ્રકૃતિ સારી રહેશે.

**તુલા રાશિવાળાઓને**—પૈસા ઓછા મળશે અને ખર્ચ જાસ્તી થશે. વ્યાપાર ઉદ્યોગમાં ફાયદો કમી થશે. પોતાની તેમજ બાળકોની પ્રકૃતિ કંઇક બગડશે.

**વૃશ્ચિક રાશિવાળાઓને**—દ્રવ્ય લાભ સારો થશે. સર્વેની પ્રકૃતિ આરોગ્ય રહેશે. વ્યાપાર ઉદ્યોગમાં જય મળશે. નવિન મિત્રોનો સબંધ જોડાશે, જેઓના તરફથી લાભ થશે.

**ધન રાશિવાળાઓને**—પૈસા ઓછા મળશે, વ્યાપાર વિગેરે પણ મધ્યમસર ચાલશે. અનેક મનુષ્યો સાથે વિરોધતા ઉત્પન્ન થશે.

**મકર રાશિવાળાઓને**—પૈસા કમતી મળશે. સઘળાંઓની પ્રકૃતિ બગડશે. વ્યાપાર ઉદ્યોગ મધ્યમસર ચાલશે.

**કુંભ રાશિવાળાઓને**—પૈસા સારી પેઠે મળશે. કોર્ટમાં જય મળશે. બચ્ચાંને થોડી ઘણી બિમારી થશે. વ્યાપાર ઉદ્યોગમાં ફાયદો થશે. સંતાન લાભ થવાથી સર્વેનાં મન આનંદમાં રહેશે.

**મીનરાશિવાળાઓને**—દ્રવ્ય લાભ સારો થશે, પરંતુ પોતાને સાધારણ બિમારી થશે. બચ્ચાંઓને પણ કંઇક પીડા ભોગવવી પડશે.

## શ્રાવણ માસનું ફળ.

સુદી ૬ તા. ૧૬–૮–૧૫ સોમવાર—સિંહ સંક્રાન્તિ સોમવારી બેસે છે જે વ્યાધિ તથા ઉત્પાત કરે રૂનો ભાવ નરમ થાય, ચાંદીનો ભાવ થોડા ઘણો તેજ થાય, જુવાર, બાજરીનો ભાવ સામાન્ય રહે. તલ, તેલ, અળસી, કોસંબીનો ભાવ તેજ થાય, ઘીનો ભાવ ટકી રહે.

,, ૭ તા. ૧૭–૮–૧૫ મંગળવાર—સ્વાતિ નક્ષત્ર યુક્ત છે જેથી વૃષ્ટિ સારી થાય.

,, ૧૧ તા. ૨૧–૮–૧૫ શનિવાર—સિંહ રાશિનો શુક્ર થાય છે જેથી રૂનો ભાવ તેજ થાય, ચાંદીનો ભાવ સાધારણ રહે. ધાન્યનો ભાવ નરમ પડે. તલ અને તેલનો ભાવ પણ થોડા નરમ પડે. ગોળ, ઘી, અળસી, મરચાં, હળદર અને ધાણાનો ભાવ પણ નરમ પડે.

વદી ૩ તા. ૨૭–૮–૧૫ શુક્રવાર—અગસ્તનો ઉદય દિવસના થાય છે જેથી કંઇક ઉત્પાત થાય.

,, ૬ તા. ૩૦–૮–૧૫ સોમવાર—પૂર્વા ફાલ્ગુની મહાનક્ષત્ર બેસે છે જેથી રેશમી વસ્ત્ર, ઉન, તલ, ચાંદી વિગેરેનો ભાવ નરમ પડી જાય.

,, ૭ તા. ૧–૯–૧૫ બુધવાર—કન્યારાશિનો બુધ થાય છે જેથી રૂનો ભાવ તેજ થાય, ચાંદી અને કપાસીયાનો ભાવ નરમ પડી જાય. જુવાર, બાજરી અને ચોખાનો ભાવ પણ ઉતરે. ઘી, અળસી, તુવેરનો ભાવ નરમ પડે.

**એકંદર સારાંશ**—જુવાર, બાજરી, તુવેર વિગેરેના ભાવો નરમ પડી જશે. તલ, તેલ, વિગેરેના ભાવો પણ નરમ પડશે. ચાંદીનો ભાવમાં વધઘટ થશે. રૂનો ભાવ તેજ થઇ પાછો નરમ પડી જશે. પશુઓમાં વ્યાધિ ચાલશે. વિધવિધ ઉપાધિઓ ઉત્પન્ન થવાથી તરેહવાર વાતો સાંભળવામાં આવશે. જેમાં પરીણામે કંઈ પણ સત્ય હશે નહિ.

**જુદી જુદી રાશિવાળાં મનુષ્યો માટે શુભા શુભ ફળ.**

**મેષ રાશિવાળાઓને**—પૈસા સારા મળશે તેમજ ખર્ચ પણ વધારે થશે. સ્ત્રીની પ્રકૃતિ સારી રહેશે. પરંતુ પોતાની તેમજ બાળકોની પ્રકૃતિમાં કંઇક બગાડ થશે. વ્યાપાર સારી રીતે ચાલશે, પરંતુ મન અસ્વસ્થ રહેશે.

**વૃષભ રાશિવાળાઓને**—પૈસા સારી પેઠે મળશે, સ્ત્રી પુત્ર તથા પોતાની પ્રકૃતિ આરોગ્ય રહેશે. વ્યાપાર ઉદ્યોગમાં સારો ફાયદો થવાથી મન આનંદમાં રહેશે.

**મિથુન રાશિવાળાઓને**—પૈસા પુષ્કળ મળશે, તેમજ ખર્ચ પણ વધારે થશે, પોતાની તેમજ સ્ત્રીની પ્રકૃતિ સારી રહેશે, શત્રુ ઉત્પન્ન થશે, પરંતુ તેનાથી નુકશાન થઇ શકશે નહિ.

**કર્ક રાશિવાળાઓને**—દ્રવ્ય લાભ સારો થશે, પરંતુ મુસાફરી કરવી પડશે. ઉદ્યોગમાં જય મળશે. સુખશાન્તિમાં દીવસો જશે.

**સિંહ રાશિવાળાઓને**—પૈસા સારા મળશે. સ્ત્રી તેમજ પોતાની પ્રકૃતિ સારી રહેશે. વ્યાપારમાં જશ મળશે. ખર્ચ વધારે થશે.

**કન્યારાશિવાળાઓને**—પૈસા સારી પેઠે મળશે. પરંતુ બા-

ગડે તેમજ સ્ત્રીને બિમારી થશે, પોતાની પ્રકૃતિ ઠીક રહેશે. વ્યાપાર ઉદ્યોગમાં લાભ થશે.

**તુલારાશિવાળાઓને**—દ્રવ્ય લાભ ઠીક થશે. કોર્ટ સબંધિ કાર્યોમાં જય મળશે. પોતાની તેમજ બાળકોની પ્રકૃતિ સારી રહશે, સ્ત્રીને સાધારણ બિમારી થશે.

**વૃશ્ચિક રાશિવાળાઓને**—દ્રવ્ય લાભ સારો થશે. સર્વેની પ્રકૃતિ તનદુરસ્ત રહેશે. વ્યાપાર વિગેરે સઘળાં કાર્યોમાં જય મળવાથી મન આનંદમાં રહેશે.

**ધન રાશિવાળાઓને**—સ્ત્રીને સાધારણ બિમારી થશે મુસાફરી કરવી પડશે. વ્યાપાર વિગેરે સઘળાં કાર્યોમાં જય મળશે. દ્રવ્ય લાભ સારો થશે.

**મકર રાશિવાળાઓને** પૈસા સાધારણ રીતે ઠીક મળશે. પોતાની તેમજ સ્ત્રીની પ્રકૃતિ સારી રહેશે. કોર્ટમાંથી જય મળશે નહિ, કરેલું ખર્ચ બરબાદ જશે. વ્યાપાર ઉદ્યોગમાં લાભ, ગેરલાભની સ્થિતિ સરખી રહેશે.

**કુંભ રાશિવાળાઓને**—પૈસા સારી રીતે મળશે, પરંતુ ખર્ચ પણ અધિક થશે. ટંટો ફીસાદ ઉત્પન્ન થશે. પરંતુ તેમાં જય મળશે. પોતાની પ્રકૃતિ સાધારણ બગડશે.

**મીન રાશિવાળાઓને**—વ્યાપાર સાધારણ ચાલશે, પરંતુ તેમાં લાભ સારો થશે. પોતાની તેમજ બાળકોની પ્રકૃતિમાં કંઈક ફેરફાર થશે. મુસાફરી કરવી પડશે. નજીકના સબંધિનું મૃત્યુ થવાથી મન ઉદ્દ્વેગમાં રહેશે.

---

# ભાદરવા મહીનાનું ફળ.

**સુદી ૪ તા. ૧૩-૯-૧૫-સોમવાર**—ઉત્તરા ફાલ્ગુની નક્ષત્રનો સૂર્ય થાય છે. જેથી અડદ, મગ, ચોખા, કોદરા, લસણ, સાજીખાર, વિગેરેના ભાવમાં ઘટાડો થાય.

**,, ૫ તા. ૧૪-૯-૧૫ મંગળવાર**—કન્યાનો શુક્ર થાય છે જેથી રૂ, ચાંદી અને કપાસીયાનો ભાવ તેજ થાય. ઘઉં, જુવાર, બાજરી, ચોખાંનો ભાવ નરમ પડે. તેલ, ઘીનો ભાવ પણ તેજ થાય. અળસીનો ભાવ સાધારણ રહે. ગોળનો ભાવ તેજ થાય.

**,, ૮ તા. ૧૬-૯-૧૫ ગુરૂવાર**—કન્યા સંક્રાન્તિ બેસે છે જેથી પશ્ચિમમાં કંઇક વિનાશ થાય, ચાંદીનો ભાવ નરમ પડે. જુવાર, બાજરી, ઘઉંનો ભાવ કંઇક ઉતરે.

**,, ૧૩ તા. ૨૨-૯-૧૫ મંગળવાર**—તુલાનો બુધ થાય છે જેથી રૂનો ભાવ નરમ પડે. ચાંદીના ભાવમાં વધારો થાય. તેલ, અળસી વિગેરેનો ભાવ તેજ થાય. બીજાં અનાજનો ભાવ નરમ પાડે. દુધ, ઘી મોંઘાં વેચાય.

**વદી ૨ તા. ૨૫-૯-૧૫ શનિવાર**—કર્કનો મંગળ થાય છે જેથી ચોર ભય ઉત્પન્ન થાય, વૃષ્ટિ થોડી થાય તેથી અનાજનો નાશ થાય. સાપનો ઉપદ્રવ થાય.

**વદી ૪ તા. ૨૭-૯-૧૫ સોમવાર**—હસ્તનો સૂર્ય થાય છે જેથી ચંદન, કપુર, દેવદાર, અગર, રતાંજલી, કંદ વિગેરે સસ્તાં વેચાય. ઉત્તરમાં શાન્તિ ફેલાય.

**એકંદર સારાંશ**—ઘઉં, જુવાર, બાજરી, ચોખા, અડદ,

મગ વિગેરેના ભાવમાં કંઈક ઘટાડો થશે. રૂ, ચાંદી વિગેરેના ભાવમાં વધઘટ થશે. ગોળ, ઘી વિગેરેના ભાવ તેજ થશે. અનાજનો ભાવ પાછળથી વધશે. પશ્ચિમ—સૌરાષ્ટ્ર, સિંધ વિગેરેને કંઈક ઉપાધિ નડશે.

## જુદી જુદી રાશિવાળાં મનુષ્યો માટે શુભાશુભ ફળ.

**મેષ રાશિવાળાઓને** પૈસા ઘણા ઓછા મળશે. પોતાની પ્રકૃતિ બગડશે: વ્યાપાર ઉદ્યોગ મધ્યમસર ચાલશે. કોર્ટમાં જય મળશે નહિ.

**વૃષભરાશિવાળાઓને**—દ્રવ્ય લાભ સારો થશે, સર્વની પ્રકૃતિ આરોગ્ય રહેશે. વ્યાપાર ઉદ્યોગ સારી રીતે ચાલશે. આનંદમાં દિવસો જશે.

**મિથુન રાશિવાળાઓને**—દ્રવ્ય લાભ સારો થશે. બાળકોની પ્રકૃતિ કંઈક બગડશે. કોર્ટનાં કાર્યોમાં જય મળશે. ઉદ્યોગ સારી રીતે ચાલશે.

**કર્ક રાશિવાળાઓને** દ્રવ્ય લાભ મધ્યમ રીતે થશે. પ્રવાસ કરવા પડશે. કંઈક ઉપાધિ આવી નડશે. તેથી મન ઉદ્‌વેગતામાં રહેશે. પીતજ્વરની બિમારી થશે.

**સિંહ રાશિવાળાઓને**—દ્રવ્ય લાભ સારી રીતે થશે. મન શાન્તિમાં રહેશે. વ્યાપાર ઉદ્યોગ સારી રીતે થશે. ધર્મ કાર્યો ઉપર પ્રીતિ ઉપજશે.

**કન્યા રાશિવાળાઓને**—પૈસા સબંધિ કંઈક નુકશાન થશે. મન ઉદ્‌વેગતામાં રહેશે. વ્યાપાર ઉદ્યોગ મધ્યમ રીતે ચાલશે.

**તુલા રાશિવાળાઓને**—દ્રવ્ય લાભ સારી રીતે થશે. વ્યાપાર ઉદ્યોગ સારી રીતે ચાલશે. કોર્ટ સમ્બંધિ કાર્યોમાં જય મળશે. સર્વની પ્રકૃતિ આરોગ્ય રહેશે.

**વૃશ્ચિક રાશિવાળાઓને**—દ્રવ્ય લાભ મન માન્યો થશે. કંઇક નવિન ઉદ્યોગ હાથ લાગશે તેમાં ફાયદો થશે. સર્વની પ્રકૃતિ આરોગ્ય રહેશે.

**ધન રાશિવાળાઓને**—પોતાને શરીરે કંઇક બિમારી થશે, જેથી વ્યાપાર, ઉદ્યોગ બરાબર રીતે ચલાવી શકાશે નહિ. દ્રવ્ય સબંધિ થોડું ઘણું નુકશાન થશે.

**મકર રાશિવાળાઓને**—પ્રથમ થોડા દિવસ વ્યાપાર ઉદ્યો- સારી રીતે ચાલશે પરંતુ પાછળથી મંદ પડી જશે. પોતાની પ્રકૃતિ બગડશે જેથી મન ઉદ્વેગમાં રહેશે કોર્ટ સંબંધિ કાર્યોમાં જય મળશે નહિ.

**કુંભરાશિ વાળાઓને**—દ્રવ્ય લાભ સારી રીતે થશે. વ્યાપાર ઉદ્યોગ સારી રીતે ચાલશે. સર્વની પ્રકૃતિ આરોગ્ય રહેશે.

**મીનરાશિ વાળાઓને**—વ્યાપાર ઉદ્યોગ પ્રથમ સાધારણ રીતે પરંતુ પાછળથી સારી રીતે ચાલશે, દ્રવ્યલાભ ઠીક થશે, પરોપકાર કરવાની વૃત્તિ રહેશે, સ્ત્રી, બાળકો તેમજ પોતાની પ્રકૃતિ કંઇક બગડશે.

---

## આસો માસનું ફળ.

**સુદી ૧ તા. ૯-૧૦-૧૫ શનિવાર**—તુલાનો શુક્ર થાય છે

જેથી રૂ, ચાંદી અને કપાસીયાનો ભાવ તેજ થશે. જુવાર, બાજરી, ચોખાનો ભાવ નરમ પડશે, ઘઊંનો ભાવ તેજ થશે, ઘી, ગોળ, મરચાં, ધાણા, હળદર એ ચીજો મોંઘી વેચાશે, તલના ભાવમાં કંઈક ઘટાડો થશે.

સુદી ૨ તા. ૧૦–૧૦–૧૫ રવિવાર—ચિત્રા મહાનક્ષત્ર બેસે છે જેથી સોનું, ગોળ, પ્રવાલ, અડદ, ઘોડા વિગેરે મોંઘાં વેચાય, ઉત્તર દિશામાં એ માસ પીડા થાય.

„ ૯ તા. ૧૭–૧૦–૧૫ રવિવાર - તુલા સંક્રાન્તિ બેસે છે જેથી ગાયો અને બ્રાહ્મણોને પીડા થાય. રૂ, ઘઊં, ગોળ, ઘીના ભાવમાં વધારો થાય, ચાંદીનો ભાવ સામાન્ય રહે. જુવાર, બાજરી અને ચોખાનો ભાવ પણ હોય તેને તેજ રહે.

„ ૧૨ તા. ૧૯–૧૦–૧૫ મંગળવાર—શુક્રનો ઉદય પૂર્વ દિશામાં થાય છે અને તે દિવશે શતભિષા નક્ષત્ર છે જે રાક્ષસ ગણનું ગણાય છે માટે તેનું ફળ એવું છે કેઃ—

नक्षत्रे राक्षसगणे शुक्रस्याभ्युदये सति ॥
गुर्जरे पुद्गल भयं दुर्भिक्षं द्रव्य हीनता ॥
पंचवर्णं पट्ट सूत्रं मूल्येना पिचदुर्लभं ॥
श्रीफलं दुर्लभं मत्युः श्रेष्टःपुसंश्च कास्यचित ॥
उत्पातादिषु देशेषु सिंधु देशेति विग्रहः ॥
दिनत्रयमवाणिज्यं विग्रहे माळवादिके ॥

રાક્ષસ ગણના નક્ષત્રમાં જો શુક્રનો ઉદય થાય તો ગુજરાતમાં

